પૂજ્ય મહાત્મા ગાંધીજીના જીવનમાંથી
બાલસંવાદ રૂપે થોડાક

# પ્રસંગો

તૈયાર કરનાર

**પ્રેમશંકર વસનજી દવે** ( આચાર્ય )

તથા

**અંબાશંકર નાગરદાસ પંડ્યા** ( શિક્ષક )

**રાષ્ટ્રીય શાળા—માંગરોળ** [ કાઠીઆવાડ ]

પ્રકાશક
તરફથી

**સદુપયોગાર્થે અમૂલ્ય.**

# પૂજ્ય મહાત્મા ગાંધીજીના જીવનમાંથી

### બાલસંવાદ રૂપે થોડાક

# પ્રસંગો

૧ લો મિત્ર—[પોતાના બે મિત્રોને જતા જોઇ] અહો ભાઇ! આજે આમ ઉતાવળા ઉતાવળા ક્યાં જાઓ છો? મારે તમારૂં કામ છે; જરા ઉભા તો રહો.

૨ જો મિત્ર—ભાઈ! તમારે કામ હોય તો પછી વાત; હમણાં તો અમારે જલદી જવાનું છે, કારણકે સભાનો વખત થઈ જવા આવ્યો છે, તમારે આવવું હોય તો તમે પણ ચાલો.

૧ લો મિત્ર—ભાઈ! મહેરબાની કરી કહો તો ખરા, કે આજે સભા શા કારણસર ભરાવાની છે અને કયા સ્થળે?

૩ જો મિત્ર—વાહ દોસ્ત ! તમે તો જાણે કેમ ગામમાં વસતા જ ન હો એવા સવાલ પૂછો છો. આજે રાષ્ટ્રીય શાળામાં પૂજ્ય મહાત્મા ગાંધીજીના જીવનમાંથી કેટલાક પ્રસંગોનું પ્રવચન વિદ્યાર્થીઓ સંવાદરૂપે કરવાના છે તેથી ત્યાં મોટી સભા ભરવાના છે; અમે સૌ ત્યાં જ જઈએ છીએ, તમારે આવવું હોય તો તમે પણ ચાલો.

+ + +

+ + +

જીજ્ઞાસુ—[પોતાના એક વિદ્યાર્થીબન્ધુના હાથમાં પુસ્તક જોઈ] ભાઈ! તમે તો ચોપડીના ભારે રસીઆ! આ વળી કયું નવું પુસ્તક લઈ આવ્યા ?

વિદ્યાર્થી બન્ધુ—એ તો ‘ જગતનો મહાન પુરૂષ ’ છે.

જીજ્ઞાસુ—વાહ ! પુસ્તકનું આવું નામ તો નવું જ સાંભળ્યું. કોણ છે એ ‘ જગતનો મહાન પુરુષ ? ’ ભાઈ ! તમે એમના વિષે જાણતા હો તો, અમને કંઈક તો સંભળાવો.

વિ૦ બ૦—ઘણી જ ખુશીથી. ઠીક ત્યારે સાંભળો. તમને જ્યારે આવી ઉત્તમ જીજ્ઞાસા જ થઇ છે ત્યારે હું મારી સમજના પ્રમાણમાં જે કંઈ કહું તે સાંભળો:—શ્રી સુદામાપુરી ઉર્ફે પોરબંદરમાં સંવત્ ૧૯૨૫ ના ભાદરવા સુદ ૧૨ તા. ૨ જી ઑકટોબર સને ૧૮૬૯ ના રોજ પૂજ્ય મહાત્માજીનો જન્મ થએલો. સાત વર્ષના થયા ત્યાં સુધી તેઓએ ગામઠી શાળામાં અભ્યાસ કર્યો. ત્યાર બાદ રાજકોટ સરકારી શાળામાં તેમને દાખલ કરવામાં આવ્યા. તે વખતે આગગાડી નહિં હોવાથી ૧૨૦ માઇલની મુસાફરી ગાડામાં કરવી પડતી. અને એ અગવડ સહન કરીને પણ વિદ્યાભ્યાસની ખાતર જ મહાત્માજીના પિતાજી કુટુમ્બ સહિત રાજકોટમાં આવી રહ્યા. બચપણમાં પણ ધર્મ અને નીતિનું ખાસ શિક્ષણ મળેલું હતું. આથી કદાચ કોઇ ભૂલ થઈ જાય ત્યારે પણ તેઓ કદિ જુઠું ન બોલતા. એમના મોટા ભાઈ કરસનદાસ જરા લહેરી હતા. એક દિવસ બજારૂ મિઠાઇ ખાવાની લાલચ થતાં નાનાભાઇ—ગાંધીજીને પણ બજારમાં લઇ ગયા. તે વખતે પાસે કંઈ રોકડ પૈસા

ન હતા અને ઉધાર લઇ શકાય એમ ન હતું તેથી તેમને એક યુક્તિ સૂઝી. એ વખતના રિવાજ મુજબ આવા અમલદારનાં છોકરાં ઘરેણાં પહેર્યા વગરનાં ન જ હોય. ગાંધીજીના હાથમાં સોનાની કડલી હતી; મોટા ભાઈએ તેમાંથી જ કાંઈક પૈસા મેળવવાનો મનસુબો કરી તેમને એક સોનીની દુકાને તેડી ગયા, અને કડલીમાંથી થોડુંક સોનું કાપી લઈ તેના બદલામાં કાંઇક પૈસા આપવા સોનીને કહ્યું. શરમ કે લોભને લીધે સોનીએ તેમ કર્યું ! પૈસા હાથમાં આવતાં બન્ને જણ મિઠાઇ ઉડાવી ઘેર પહોંચ્યા. આવી રીતે ખાધેલી મિઠાઈ મહા પુરુષ થવા સરજાયેલા મોહનને પચી નહિ. એટલે કે આખો દિવસ તેમણે અફસોસમાં કાઢયો. દરરોજ રાત્રે સૂતી વેળા પિતાના પગ દાબવા જવાનો નિયમ હતો તે મુજબ આજે પોતાનાથી ન જવાયું, એટલે "મોહન ! મોહન !" કહી પિતાએ બૂમ પાડી. પિતાની આજ્ઞા ન માની હોય એવું તેમણે કદિ પણ નહિ કરેલું, એટલે તુરત આવીને મોં નીચું ઘાલીને બેઠા. તેથી પિતાએ પૂછયું કે " થયું છે શું ? " સવાલનો જવાબ ન આપી

શકાયાથી પોકેપોક મૂકીને પોતે રોવા માંડ્યું. પશ્ચાત્તાપનાં આંસુથી નિર્મળ થતાં મોહનને શાંતિ વળી. એટલે બનેલી બધી હકીકત ચિઠ્ઠી પર લખી આપી. ચોરીને માટે આટલું રોનાર તથા નિડરપણે સાચું બોલનાર પોતાના વહાલા બાળકને જોઈને પિતાની આંખોમાંથી હર્ષની અશ્રુધારા ચાલી, અને એ આંસુઓથી મોહનને નવરાવ્યો. થોડીવાર પછી તેઓ બોલ્યા, "બીજું નહિ, પણ દીકરા ! તું તો મારૂં નામ કાયમ રાખીશ." માબાપનો ફળેલો આશીર્વાદ આજે પણ જગત્ નજરે નિહાળી રહ્યું છે. ત્યારબાદ મેટ્રીક સુધીનો અભ્યાસ પૂરો કરી બૅરિસ્ટર થવા તેઓ વિલાયત ગયા.

જીજ્ઞાસુ—ભાઈ! હું ધારૂં છું કે તમારા હાથમાં "જગત્નો મહાન પુરૂષ" નામનું જે પુસ્તક છે તે એમનું જ એટલે પૂજ્ય શ્રી મહાત્મા ગાંધીજીના જીવનવૃત્તાંતનું જ હશે. મહાત્માજીના બાલચરિત્રનો આ એક જ પ્રસંગ સાંભળી હું તેમના પર મુગ્ધ થાઉં છું એટલું જ નહિ પણ તેમના જીવનના બીજા પ્રસંગો પણ તમે સંભળાવો એમ ચાહું છું.

વિદ્યાર્થી બન્ધુ—હા, તમારી ધારણા ખરી છે. મહાત્માજી જગત્‌ના મહાન પુરુષ જ છે. આ પુસ્તક એમના સંબંધે જ લખાયેલું છે. તેમના જીવનના બીજા પ્રસંગનું વર્ણન હવે આ ભાઈ કરશે.

બીજો વિદ્યાર્થી—પોતાના પિતાની પ્રતિષ્ઠા વધારવાની જીજ્ઞાસા થવાથી બૅરિસ્ટર થવા વિલાયત જવાની રજા માગવા ગાંધીજી પોતાનાં માતુશ્રી પાસે ગયા. માતુશ્રી ધર્મચુસ્ત હોવાથી તથા વિલાયતના રીતરિવાજો આપણા ધર્મ અને નીતિને હાનિ પહોંચાડનારા છે એવું તેમણે સાંભળેલું હોવાથી રજા આપતાં તેમનું દિલ બહુ અચકાતું હતું, પણ છેવટે તેમણે પ્રતિજ્ઞા લેવડાવી કે "દીકરા! તારે વિલાયત જઈ માંસાહારી ન થવું, સ્ત્રીઓના મોહમાં ન પડવું, અને જીવ જતાં પણ આપણો ધર્મ ન તજવો." આટલી કબૂલાત કરાવ્યા પછી વિલાયત જવાની રજા આપી. વિલાયતમાં એક વખત તેમના એક હિન્દી મિત્ર રિચમંડે તેમને હૉબર્ન રેસ્ટોરામાં એક ઉમદા ખાણું લેવાનું આમંત્રણ

કર્યું. એ મિત્રે તો એમ ધારેલું કે આ પ્રસંગે વિવેકની ખાતર પણ ગાંધીજીને ધર્મભ્રષ્ટ થવું પડશે, પરંતુ ખરેખર આવી ધારણાથી એમનું ચારિત્ર્યબળ માપવામાં તેની જબરી ભૂલ થતી હતી, કારણકે જ્યારે ભાણામાં પીરસેલી વસ્તુ ધર્મદ્રષ્ટિએ વાંધાભરેલી જણાઈ ત્યારે માતુશ્રીને આપેલ વચન યાદ આવતાં ગાંધીજીએ જમવાની આનાકાની કરી, તેથી તેમના મિત્રે આકળા થઈ કહ્યું કે "તમે સભ્ય જનસમાજને લાયક નથી. એક જેન્ટલમેન એટલે સદ્‌ગૃહસ્થ તરીકે તમે વર્તવા ન ઇચ્છતા હો તો અહીંથી ચાલ્યા જાઓ." તે ઉપરથી આપેલું વચન પાળવું જ જોઇએ એમ માની ખાણું છોડી ચાલ્યા ગયા!

જીજ્ઞાસુ—મહાત્માજીના જીવનના આ બે પ્રસંગોનું વર્ણન તમે કહી સંભળાવ્યું અને એમ કરીને તો તમે મારી જીજ્ઞાસાને વધુ સતેજ કરી છે. મહેરબાની કરીને બીજા પ્રસંગો પણ તમારામાંના કોઈ ભાઈ કહેશો તો હું બહુ રાજી થઇશ એટલું જ નહિ પણ પાવન થઈશ.

ત્રીજો વિદ્યાર્થી—વારુ ભાઇ! જેવી તમારી

ઇચ્છા. વિલાયતમાં બૅરિસ્ટરની પદવી મેળવ્યા પછી ગાંધીજી દેશમાં પાછા ફર્યા અને પોતાનો ધંધો શરૂ કર્યો. ત્યાર બાદ અમુક સંજોગોને અંગે પોતાના એક અસીલને માટે કેસ લડવા આફ્રિકા જવું પડ્યું. ત્યાં થોડો વખત રહ્યા પછી એવો અનુભવ થયો કે અહીંઆં હિન્દીઓની મોટી વસ્તી છે અને તેમના તરફ આફ્રિકાની સરકાર અન્યાયી વર્તન ચલાવી રહી છે. આ અન્યાય દૂર કરાવવાના હેતુથી પોતે ત્યાં નિવાસ કરવાનો નિશ્ચય કર્યો. હિન્દી ફેરીઆઓને અમુક લત્તામાંથી પસાર ન થવા માટે ત્યાંની સરકારે મનાઇ હુકમ કરેલો. ગાંધીજીને એ ઘણો અન્યાય ભરેલો જણાયાથી પોતે સત્યાગ્રહની લડત શરૂ કરી. આ લડતના આગેવાનને પકડી ઠાર કરવા યુરોપીઅનની એક ટોળી પ્રયાસ કરતી હતી. તેમના આ પ્રયાસની ગાંધીજીના એક અનુયાયીને ખબર પડતાં તેણે તેમને ચેતવ્યા કે આપની જીંદગી અહીં ભયમાં હોવાથી આપે કોઈ સ્થળે છુપાઈ જવું ઘટે છે. આ સાંભળી ગાંધીજીએ કંઈ પણ જવાબ વાળ્યો નહિ પણ

મોડી રાત્રે દરેક જણ સૂઈ રહ્યા પછી દોઢેક માઈલ દૂર રહેનાર તે ટોળી માંહેના એક જણને ઘેર તેઓ ગયા અને તેના દરવાજાની સાંકળ ખખડાવી તેને જગાડ્યો અને કહ્યું, "કેમ ભાઈ! તમે કોને પકડવાના પ્રયાસમાં છો ?" પેલાએ જવાબ આપ્યો કે—"ગાંધી કરીને કોઈ એક હિન્દી છે જે અહીંના હિંદીઓને અમારી સામે ઉશ્કેરે છે. જો તે મારી નજરે પડે તો હમણાં જ હું તેને ઠાર કરૂં." આ શબ્દો સાંભળી પોતે જરા પણ ન ડરતાં ઉલટું હસતે ચહેરે કહ્યું, "તમે જેની શોધમાં છો તે ગાંધી—હું પોતે—તમારી સામે જ ઉભો છું. મારો આ પ્રયાસ તમને વ્યાજબી ન જણાતો હોય તો ભલે હમણાં જ મને ઠાર કરો." આ શબ્દ બોલનાર માણસ પોતે જ ગાંધી હોય એ વાત તેનાથી તરત તો ન મનાઈ, પણ જ્યારે ગાંધીજીએ તે બાબતની તેને ખાત્રી કરાવી ત્યારે તેમની આવી અસાધારણ હિંમત જોઈ ખુબ આશ્ચર્ય પામી તે અંગ્રેજે મહાત્માજીને છેડવાનો પોતાનો ઈરાદો તદ્દન છોડી દીધો.

જીજ્ઞાસુઃ—ભાઈ! મહાત્માજીના જીવનના આ ત્રણ પ્રસંગો તો મેં સાંભળ્યા, હવે હમણાં જ એટલે કે તેઓશ્રીને મુંબઈ સરકારે જેલ-યાત્રા કરાવી અને ત્યાં તેમને ભારે માંદગી થઈ આવી એ અરસામાંની કાંઈક વિગત સંભળાવશો તો મહદ્ ઉપકાર થશે.

ચોથો વિદ્યાર્થીઃ—હ્યોને ભાઈ! એ વાત તો હું કહું. ખરેખર! મહાત્માજીનું જેલજીવન તેમજ દર્દી તરીકેનું જીવન બહુ જ જાણવા જેવું છે. હું તો તમને ટુંકમાં જ કહીશ. યરોડા જેલમાં મહાત્માજીને જ્યારે તાવ સાથે પેટનો સખત દુખાવો લાગુ પડ્યો ત્યારે ડાકટર કર્નલ મેડાકને બોલાવવામાં આવ્યા. ગાંધીજીને તપાસી જોતાં બને તેટલી ઉતાવળે ઓપરેશન કરવાની તેને જરૂર લાગી, એટલે ગાંધીજીની પરવાનગી લઈ તેમને પૂનાની સાસુન હોસ્પિટલમાં લાવ્યા. કર્નલ મેડાકે ઘણી બાહોશી વાપરી ઓપરેશન ફતેહમંદ રીતે કર્યું. આવા ભયંકર શસ્ત્રપ્રયોગ વખતે દરદની અત્યન્ત વેદના છતાં ગાંધીજીની અસાધારણ સહન-

શીલતા તથા સ્મિતભર્યું વદન જોઈ આ કોઈ મહાન વ્યક્તિ છે એમ કર્નલ મેડૉકને લાગ્યું, ત્યારથી મહાત્માજી તરફ તે પૂજ્યભાવ બતાવતા થયા. એક આદર્શ જેલી દર્દી તરીકે માત્ર કર્નલ મેડૉકનું જ નહિ પણ તેઓશ્રીની સારવારમાં રોકાએલ હૉસ્પીટલની દરેક વ્યકિતનાં અંતઃકરણ ગાંધીજીએ પ્રેમથી એટલાં તો વશ કરી લીધાં હતાં કે તેઓ દરેક પ્રસંગે તેમના વિશ્વપ્રેમના મુક્તકંઠે વખાણ કરતાં થઈ ગયાં. આ ઉપરાંત જેલના ઉપરી કર્નલ મરેનું પણ અંતઃકરણ જીતી લીધું હતું. તે એક વખત ગાંધીજીની તબિયત જોવા હૉસ્પિટલમાં આવ્યા ત્યારે તેને ગાંધીજીએ પોતાના જેલી ભાઈઓની ખબર અંતર પૂછી, તેનો તેણે આનંદથી જવાબ આપ્યો, “આપને સૌ યાદ કરે છે અને તેમને આપની ખોટ સાલે છે, પણ હું આશા રાખું છું કે એ સૌને આપની ખોટ સદાને માટે સાલે.” આ સાંભળી મહાત્માજી હસીને બોલ્યા, “સાચું, પણ કર્નલ! તમને ખાત્રી આપું છું કે મને તો ઘોડા જેવા થઇ પાછું તમારી જ

દેખરેખ નીચે આવીને મારૂં કામ કરતા થઇ જવાનું જેવું ગમે છે તેવું બીજું કશું જ નથી ગમતું." કર્નલના મુખ ઉપર પણ શરમના શેરડા પડ્યા, "જલદી સાજા થાઓ અને કામ-કાજ ફરમાવજો" એમ કહીને તે વિદાય થયા.

આવા મહાન્ પુરુષના જીવનનો દરેકે દરેક પ્રસંગ મનુષ્યજાતિને ઉત્તમ બોધદાયક અને જીવનમાં ઉતારવા જેવો હોય છે. અહીં તો માત્ર અમારી શક્તિ મુજબ સાગરમાંથી ટીપા સમાન વિવેચન કર્યું છે.

